# સંગીત સંગ્રહ



તૈયાર કરનાર

પરશુરામ દલપતરામ ગાંધર્વ

સંગીત શિક્ષક મહિલાવિદ્યાલય—સુરત.

સંવત ૧૯૮૩ સન ૧૯૨૭

કિંમત રૂ. ૦-૪-૦

# સંગીત સંગ્રહ

તૈયાર કરનાર

**પરભુરામ દલપતરામ ગાંધર્વ**

સંગીત શિક્ષક મહિલાવિદ્યાલય-સુરત.

સંવત ૧૯૮૩ સન ૧૯૨૭

**કિંમત રૂ. ૦-૪-૦**

# પ્રસ્તાવના.

શ્રી સુરત મહિલાવિદ્યાલય નામની સંસ્થા આજ અગિયાર વર્ષથી અહીં ચાલુ છે તેમાં સ્ત્રીઓ તથા બાળાઓ ગુજરાતી અંગ્રેજી, સંસ્કૃત વગેરે બાબતોનું શિક્ષણ લે છે. સ્ત્રીઓને ખાસ ઉપયોગી વિષયો જેવા કે સંગીત, ચિત્ર, સીવણ, ભરત ગુંથણ વગેરેનું જ્ઞાન પણ અપાય છે.

અહીં સંગીતનો વિષય સુરત શહેરના સુપ્રસિદ્ધ ગાંધર્વ રા. પ્રભુરામ દલપતરામ પ્રથમથીજ શીખવે છે. તેમાં જે ગાવાની ચીજો શિક્ષણક્રમમાં દાખલ કરેલી છે તે પ્રભુ પ્રાર્થનાની કે નીતિની મોટે ભાગે છે. એ ચીજો તથા નોટેશન ઉતરાવવામાં વિદ્યાર્થિનીઓનો વખત નકામો જાય છે; વળી તેમાં કેટલીક ભૂલો પણ થવાનો સંભવ રહે છે, વગેરે કારણોને લીધે કેટલાંક પદો, ગાયનો, ગરબાઓનો સંગ્રહ છપાવવાથી સરળતા થાય અને બાળાઓને મહેનત ઓછી પડે એ હેતુથી આ લઘુ સંગીતસંગ્રહ પ્રસિદ્ધ કરવામાં આવે છે. એમાં કાંઈ દોષ અગર ન્યૂનતા લાગે તો તેને વાસ્તે સૂચના થયેથી બીજી આવૃત્તિ કાઢવાના પ્રસંગે તે મુજબ યોગ્ય તે સુધારણા થઈ શકશે.

અમદાવાદની ઇશ્વર પ્રાર્થના માળામાંથી તેમજ બીજાં પુસ્તકોમાંથી પદો, ગાયનો વગેરેની ચીજો આમાં છપાવેલી છે માટે જે તે ગ્રંથકર્તાઓનો આ સ્થળે ઉપકાર માનવામાં આવે છે.

આ સંગ્રહ કોઈ વ્યકિતના લાભ માટે છપાવ્યો નથી તેથી તે તે ગ્રંથકર્તા પોતાની ચીજો માટે દરગુજર કરશે એવી અભ્યર્થના છે; કારણ કે આ મહિલાવિદ્યાલય જેવી કેળવણીની સંસ્થાઓને એ ઉપયોગી થાય એ આશય રાખેલો છે.

આ સંગીતસંગ્રહ રા. પરભુરામ દલપતરામ ગાંધર્વની સલાહ અને રાહબરીથી પ્રસિદ્ધ કર્યો છે.

ગોપીપુરા, **સુરત.**
તા. ૨૬-૨-૨૭

ઑનરરિ સેક્રેટરિ
**સુરત મહિલાવિદ્યાલય**

# આ સંગ્રહમાંની નિશાનીઓની સમજ.

| | |
|---|---|
| રિ, ગ, ધ, નિ | એ સ્વરોની નીચે આડી લીટી કાઢેલી હોય તો તે કોમળ જાણવા. |
| મ | આવો મ શુદ્ધ છે. |
| મં | આવી નિશાની મ ઉપર હોય તો તેને તીવ્ર જાણવો. |
| મપ | આવી નિશાની સ્વરોની નીચે હોય તો તે સ્વરોની એક માત્રા સમજવી. |
| નિ — | આવી નિશાની હોય તો તે સ્વરને એક માત્રા લંબાવવો. જો બે આડી નિશાની કાઢી હોય તો બે માત્રા લંબાવવો વગેરે જેમકે પ — — — તો તે ત્રણ માત્રા લંબાવવો. |

## દાદરા માત્રા ૬

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| માત્રા | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
| તાલ | × | | | ૦ | | |

## ઝપતાલ માત્રા ૧૦

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| માત્રા | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
| તાલ | × | | ૨ | | | ૦ | | ૩ | | |

## એકતાલ માત્રા ૧૨

| | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| માત્રા | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ |
| તાલ | × | | ૦ | | ૨ | | ૦ | | ૩ | | ૪ | |

## ત્રિતાલ માત્રા ૧૬

| | | | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| માત્રા | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ |
| તાલ | × | | | | ૨ | | | | ૦ | | | | ૩ | | | |

# અભ્યાસક્રમ.

**વર્ગ ૬ઠ્ઠો**—પુસ્તક પહેલું
હિંદુસ્થાની સંગીત પદ્ધતિ.
મહિલાવિદ્યાલયમાં ચાલતો અભ્યાસક્રમ

૫ પહેલા પાંચ રાગની સારીગમ
૧૦ સદર પાંચ રાગોના પદ તથા તેની સારીગમ
કોમલ તીવ્રનાં ચિહ્નોની ઓળખાણ
ત્રિતાલ, ચોતાલ. ઝપતાલ, દાદરાની માત્રાઓ બોલીને તાલ શીખવવી.

**વર્ગ ૭મો**—પુસ્તક પહેલું

૫ પાંચ રાગની સારીગમ
૧૦ પાંચ રાગનાં પદ તથા સારીગમ
હારમોનીઅમ વગાડવાની શરૂઆત.

**વર્ગ ૮મો**—પુસ્તક બીજું

૧ યમનની સારીગમ
૪ યમનનાં ગાયન તાલ સાથે
૧ બીલાવલની સારીગમ
૨ બીલાવલનાં પદ

**વર્ગ ૯મો**—પુસ્તક બીજું

૮ આઠ રાગની સારીગમ
૧ એક રાગનાં બબ્બે પદો

**વર્ગ ૧૦મો**—પુસ્તક ત્રીજું

૧૫ પંદર રાગની સારીગમ
૧૫ ગાયન
તથા દીલરૂબા વગાડવું, તાલ આડા ચોતાલ માત્રા સાથે

**વર્ગ ૧૧મો**—પુસ્તક ત્રીજું

ત્રીજા ભાગનાં બાકી રહેલાં ગાયનો
સ્વર ગળામાંથી એક સુર સાથે કાઢવા
ધમાર તાલનું ગાયન તાલ સાથે.

# બાલા સંગીત સંગ્રહ



### રાગ યમન—ત્રિતાલ

પ્રિયતમ પ્રભુ કરીએ વંદના, જયઘોષ સહિત આનંદના;
આપ પ્રભુ હમ બાલક પાલક, સાચું ધન હમ રંકના.

### રાગ કાલીંગડો—ત્રિતાલ

સમરજો શ્રી હરિનું એક નામ, અન્ય આવે નહિ કામ
એક મનેથી જો હરિ સ્મરિયે, પામે સુખનું ધામ.

### રાગ ખમાચ—ત્રિતાલ

તારોરે દયાળ મને દીન જાણી તારોરે, શરણે આવીને કરૂં છું પોકારોરે;
દૂર ત્વરિત કરો દુર્મતિ, પ્રભુ! બાલક છું અજ્ઞાનરે;
બાલક, બાલક, બાલકરે વિભુ! ક્ષણુ ક્ષણુ ક્ષણુ માનું પ્રભુ! ઉપકારોરે.

### રાગ ઝીંઝોટી—ત્રિતાલ

ગમતાં ગીતડાં ગાવા ચાલો સહીયર સાર,
સજની સમજી સાર સુધારો સ્વસંસાર;
નિર્મળ મનથી સુખરૂપ શીખ સુગમપણે સજ સુઘડજ નાર,
કથન અસલનું શ્રવણુ કરીને શીખવાની આવી આ વાર.

### રાગ સોરઠ—ત્રિતાલ

પરબ્રહ્મ પ્રણામ કરૂં તમને ત્રિવિધિ પરિતાપ સમાવો સદા
સદ્ગુણથી ભરપૂર પ્રભુ સર્વેશ્વર સત્ય સુબુદ્ધિ પ્રદા,
અવગુણ દોષ અસંખ્ય કરૂં કરૂણાવિણુ નાથ ગતિ ન કદા,

પરબ્રહ્મ

## રાગ ભૈરવી—ત્રિતાલ

અખિલ જગતહિતકારી અઘહરા, પ્રણુવ સ્વરૂપા જ્ઞાનનરેંદ્રા
અતિહીન હું અતિદીન હે યદુપતિ અકલગતિ અતિપ્રિય દુઃખહરા.

## રાગ કવાલી

ચાલો સખી વૃંદાવન જઈએ, બંસરી શ્યામ બજાવત હે
ધર્મકે પાલન કારણુસે હરિને, વ્રજમેં અવતાર લીઆ,
ભીલ ગવાલન બાલનકે સંગમેં, જમના તટ ધેનુ ચરાવત હે
સીર મોરકે પાંખકી ટોપ ધરે, મકરાકૃત કુંડલ કાનનમેં,
ગલેમેં બનમાલ બીરાજ રહી, કટિમેં પટ પીત સુહાવત હે
મધુરી મુરલી ધુનકો સુનકે સબદેવ સમાજ જુડે નભમે
બ્રહ્માનંદ નીહાર છબી પ્રભુકી, અપને મનમેં સુખ પાવત હે

## રાગ આસાવરી—ત્રિતાલ

ધન્ય ધન્ય અવતાર જગતમાં ગુણીઅલ જેને નાર
રસ સૂના જનને રસઘેલી, રામ રસિક કરનાર, જગતમાં
દીલ દુભાયલનાં દુઃખડાં જે, હાસ્ય મુખી એ હરનાર, જગતમાં
મંગલ મૂર્તિ મનોહર રમણી, હર્ષ ઉરે ભરનાર, જગતમાં

## રાગ માલકોશ—ત્રિતાલ

ચરણુ કમલ ચિત્ત લાગું પ્રભુ તારે
પ્રેમ થકી પ્રભુ ભક્તિમાં તારી, વૃત્તિ મારી અનુરાગું, પ્રભુ
સચ્ચિદ્દ્ઘન તવ સન્નિધ આવી, શાશ્વત સુખ નિત્ય માંગું, પ્રભુ.
અર્પણુ કરી તને પ્રેમ કુસુમાક્ષત, નમી દંડવત્ પાય લાગું, પ્રભુ

## સ્વદેશ કીર્તન પદ—ત્રિતાલ

વન્દે વન્દે સુમાતરમ્ હમારી રે,
કામધેનુ તું માતરમ્ હમારી રે

વેદ રૂપ ટીલી કંકુની તુલ્ય ભાલ ટગમગે,
રૂપ વેદ રૂપ કંઠ હીરા હાર ઝગમગે,
ઉપાંગ અંગ કંકણો બે હાથ ખણુખણે,
ખટ્ શાસ્ત્ર સુંદર ઝાંઝરો બે ચરણુ ઝણુઝણે,
ફુલદ્રુપી રસાલ લીલી સાડીરે વન્દે વન્દે
ઉપનિષદ્ પુષ્પ વેણી શીરે માત શોભતી,
મહાભાષ્ય અષ્ટાધ્યાય વળી કર્ણ ઓપતી,
સદા સરસ્વતી તણું મુખ પાન ચાવતી,
ગીત ગાવા વીણા સ્મૃતિ તારી રે વન્દે વન્દે

## રાગ જીલા—તાલ દાદરા

પ્રભુ પદ પંકજે સદા હું પાય લાગું રે
નિર્મલ મનથી સ્મરણુ કરીને પરાભક્તિમાં હું વૃત્તિ અનુરાગું રે
આ ભવમાં પ્રભુ પરમ કૃપાથી નૌકા શરણાગત દીન દાસ તમારો
અપરાધ તણી ક્ષમા હું માગું રે, પ્રતિ પલ માગું રે, પ્ર પદ પંકજે

## રાગ કહારવો—ત્રિતાલ

કૃતિ સામું પ્રભુ કદી નવ જુઓરે, કૃપાઘના કૃપાસિંધુ તમે,
વિષય મહોદધિમાં હું મગ્ન, દયાનિધિ દયા કરી કર ગ્રહોરે. કૃપાઘના
સાષ્ટાંગે તુજ ચરણે વંદી, સ્મરણુ કરૂં સદા પ્રભુ અનુગ્રહોરે. કૃપાઘના
પરમાત્મા પ્રભુ પ્રણત જનોના મન વાંછિત તમે પરિપૂર્ણ
કરોરે. કૃપાઘના

## રાગ ઝીંઝોટી—તાલ દાદરો

સુંદર શિવ મંગલ ગુણુ ગાઉં ઈશ્વરા, વિભુવર ભવભયહારક નમું મહેશ્વરા;
મધુર કુસુમ વિષે રમે ગંધ સુંદરા, કૌમુદી મુદપ્રદા ઉષા મનોહરા;
મૃદુલકંઠ કોકિલરવ શ્રવણુ સુખકરા,

સહુમાં વસતી, હસતી, પ્રતિફલિતા, શી લલિતા, સુંદરતા તુજ
જગધરા. ૧
વિપ્રલંભી વિષય મોહિની મધુસ્વરા, દિવ્ય ધામ પંથ જતા આવી
વિષધરા;
વિપથ દોરવા મથે અહો દયા કરા, ક્ષણુ તે, હૃદયે, બળદે, કર
ધરીઆ પરિહરવા, મધુરરવા મોહિની સુરા. સુંદર. ૨
વિમલ સાધુ હૃદય વિષે, વિપદ જલધરા, વ્યાપી દમે સત્ય દૃષ્ટિ,
ઘન તિમિર કરા;
તે સમે વિશુદ્ધ પ્રેરી જ્ઞાન રવિકરા, કરૂણા, ધરીને, ફરીને, હરિ
તમને, સદય મને, મન ગગને શાંતિ દે સ્થિરા. સુંદર. ૩

**રાગ હિંડોલ**—ત્રિતાલ

પ્રભુ ગતિ તારી બલિહારી, દાવર તુજ પર અમવારી
સકલ જગતનો પાલક તું છે, જલસ્થલ જનનો માલિક તું છે, દાવર તુજ
સૂર્ય ચંદ્ર ને અગણિત તારા, ગગનમંડળમાં ભારી
કાપ કષ્ટ સુખ આપ મુરારિ, વન્દે બાલ સુણો પ્રભુ મારી, દાવર તુજ

**રાગ ભીમપલાસ મિશ્ર**, તાલ દાદરો

વિશ્વનાથ તું વિના ન કો સહાયકારી
નિર્મલ નિઃસંગ સત્ય નિત્ય નિર્વિકારી
સચ્ચિદ્ઘન સાક્ષિ સર્વ સંકટ ભયહારી વિશ્વનાથ
નિંદ્ય કૃત્યથી દયાલ લ્યો તમે ઉગારી
ભવપતિ ભવસિંધુથકી દો મને ઉતારી વિશ્વનાથ
સત્યદેવ એક એમ શ્રુતિ વદે પોકારી
સત્ય ધર્મ આપી મને રાખો સદાચારી વિશ્વનાથ
શ્રવણ કરો સર્વ તમે પ્રાર્થના હમારી
સર્વદા રહો પ્રસન્ન પરમ ઉપકારી વિશ્વનાથ

## રાગ દરબારી કાન્હરો—ત્રિતાલ

શ્રી સરસ્વતી હે માતા, હંસવાહિની બ્રહ્મચારિણી વિશ્વે તું વિખ્યાતા,
યુગયુગથી તુજ વિણા વાજતી બ્રહ્મજ્ઞાનની દાતા
સર્વે પ્રજાને સર્વ દેશની જ્ઞાનેશ્વરી તું માતા
તું અમીઝરણી તું રસભરણી તું સહુ સુખની દાતા,
ઋષિ મુનિઓ પયગંબર પ્રભુ પણ તુજ ગુણ નિશદિન ગાતા
શ્રી સરસ્વતી હે માતા.

## સ્વદેશ કીર્તન પદ—ત્રિતાલ

અમે તો ભરત ભૂમિનાં બાળ અમોને કેવળ એ પર વહાલ
નિરંતર કેવળ એ પર વહાલ.
સ્વર્ગ સમી પરભૂમિ સુંદર ભલે રસમાં રમનાર,
અમ અંતરમાં એને તેજે પળ ભર નહીં ચમકાર ૧
રંક ભલે રહી માત અમારી તદપિ તે અમ પ્રાણ,
હૈયા ગેલ સલુણા દેતી શીખવે ઉન્નત ગાન ૨
અવર ભૂમિની ભુરકીમાં નહીં ભારત અમે ભૂલનાર,
પરમાતાના લાડ લૂખેરા તે શું દુઃખ દળનાર ૩
અનેર વ્રત કંઈ અમે ઉજવીશું ઝગતા સુર ઝળકાર,
ઉષા સમી બસ ભરત હસાવી, જગવીશું જયકાર,
અમોને કેવળ એ પર વહાલ. ૪

## રાગ કાફી—તાલ દાદરો

મારે ભરોસો ત્રાતા તમારો રે બીજો કોઈ બેલી નથી
તારો કે મારો પ્રાણુસિતારા ! મારે કોઈ બેલી નથી
જુઠા છે બંધન કંચન કાયા, સંપત્તિ સાહ્યબી જુઠી છે માયા
માયા ભર્યો પ્રભુ એકલડો તું ! ઉદ્ધારે છે વારે વારે,
બીજો કોઈ બેલી નથી, વિશુ

ભવરણુમાં મતિ ભૂલે છે જ્યારે, હાંરે સહુ બળ સમૃદ્ધિ ત્યારે
ધર્મધુરંધર ધાતો તું વ્હારે, પોતાના જાણી ઉગારે,
બીજો કોઈ બેલી નથી, (વિભુ
ભોગના ભોગ બન્યા છે સમાજો, અમૃત યોગના ભૂલ્યાને પાજો
દાઝયા દીલનાં દિલાસા છો જ્યારે કહીએ શું વધુ ત્યારે
ત્રીજો કોઈ બેલી નથી, (વિભુ

## રાગ સોરઠ—ત્રિતાલ

જનની સેવનનો મધુ મધુરો અવસર ક્યાં મળે રે,
જગ જીવ્યું ફળે રે ॥
નવનિધ લાડે નિશદિન ઝુલવે, ઉરહીર પાતી હૈયે પુલવે,
અલ્પ સાટું પણુ અમિત ભારનું ક્યાં વળે રે ॥ જનની સેવનનો ॥
પ્રભુપુર ગૌરવ વદને મલકે મંજુલ મોહક અંતર ઝળકે,
નવનવ સાજે શીખ દે સાને પળે પળે રે ॥
જનની ઉત્તમ શોણિત જનની કાજે, રેલવ્યે શું વધુ કહેવાશે,
કીસ્મત ક્યાંથી ભારતહિત કાયા ઢળે રે ॥ જનની સેવનનો ॥

## રાગ ભૂપાલી—ચોતાલ

જય જય જન હૃદય રમણુ નિર્ધન ધન ધર્મ ધરન
જગત રટત કર તન મન વરદ જન્મમરણુ હરણુ
અમલ ઝરણુ અધમ તરન સબલ સકલ ભવન શરણુ
અમૃત વત ચરણુ કમળ નિર્ભય ભય અભય કરણુ

## રાગ ખમાચ—ત્રિતાલ

સંકટ કોણુ નિવારે નાથ વિના
ધર્મકર્મ અમે નથી કીધાં આવ્યા શરણુ તમારે
દીનાનાથ વિના પ્રભુ આજે દુઃખથી કોણુ ઉગારે ॥ ૧ ॥

દયા ક્ષમાના ગુણુ પ્રભુ ધારે એ વિશ્વાસ હમારે
મંગલમય પ્રભુ પરમ કૃપાથી પાપ સકલ સંહારે ॥ ૨ ॥
દુષ્ટ વાસના દૂર કરીને જ્ઞાન વિવેક વધારે
વિશ્વ પિતા વિશ્વેશ્વર હમને ભવથી પાર ઉતારે ॥ ૩ ॥

## રાગ વાઘેશ્વરી—તાલ ત્રિતાલ

અતિ અદ્ભુત કલા પ્રભુ તારી, મહામુનિજન તુજ પાર ન પામ્યા,
મતિ ચાલે નવ મારી. ॥ ૧ ॥
જગ રચનામાં પ્રભુ ચમત્કૃતિથી, શક્તિ વિપુલ વિસ્તારી. ॥ ૨ ॥
જીવ તણા અપરાધ ન જુવો, પ્રભુ છો અતિ ઉપકારી. ॥ ૩ ॥
સુધા સત્વ ગુણુ શ્રેષ્ઠ તમારો, જીવ છે સર્વ વિકારી. ॥ ૪ ॥
દયા કરી પ્રભુ દીન જનોને, દો ભવ સિંધુ ઉતારી. ॥ ૫ ॥

## રાગ હમીર કલ્યાણુ—તાલ તીવ્રા

સુરવર સ્તવન કરીએ આજ, શ્રીપતિ આપો શુભમતિ,
અમને, કરવા મંગલ કાજ. ॥ સુરવર ॥
તું પ્રાણેશ્વર તું પરમેશ્વર, તું ત્રૈલોકી રાજ. ॥ સુરવર ॥
બાલક દુર્ગુણુ દહન કરી હરિ, રાખો તવ પદમાંજ,
શેષ મુનિ અમ પાર ન પામ્યા, ગાતા ગુણુ મહારાજ. ॥ સુરવર ॥

## સ્વદેશ કીર્તન

### અયે માતૃભૂમિ તેરે ચરણોમેં શિર નમાવું

મેં ભક્તિ ભેટ અપની, તેરી શરણમેં લાઉં ॥
માથે પૈ તું હો ચંદન, છાતી પૈ તું હો માલા,
જીવ્હા પૈ ગીત તું હો, મેં તેરા નામ ગાઉં ॥ ૧ ॥
જીસસે સુપુત ઉપજે, શ્રી રામ કૃષ્ણુ જૈસે
ઉસ તેરી ધુલીકો મેં, નીજ સીસ પે ચઢાઉં ॥ ૨ ॥

માની સમુદ્ર જીસકી, બૂંદીકા પાન કરકે,
કરતા હૈ માન તેરે, ઉસ પૈર કો મનાઉં ॥ ૩ ॥
વે દેશ માન વાલે, ચઢકર ઉતર ગયે સબ,
ગોરે રહે ન કાલે, તુઝકાહી એક પાઉં ॥ ૪ ॥
સેવા મેં તેરી સારે, ભેદોંકો ભૂલ જાઉં,
વહ પુણ્ય નામ તેરા, પ્રતિદિન સુનું સુનાઉં ॥ ૫ ॥
તેરી હી કામ આઉં, તેરા હી મંત્ર ગાઉં
મન ઔર દેહ તુજ પર, બલીદાન મેં ચઢાઉં ॥ ૬ ॥

## રાગ કેદારો—ત્રિતાલ

શરણુ ખરૂં છે તમારૂં પ્રભુ મારે
નમી નમી નમી હું પ્રણામ કરૂં છું ॥
અનુગ્રહ નાથ અપાર કીધા છે, હૃદય થકી ના વિસારૂં ॥
નિષ્કૃતિ પાપતણી ક્યમ થાશે, નિષ્કૃતિ જો વિચારૂં ॥
॥ પ્રભુ ॥

## રાગ યમન—ધ્રુપદ

વંદું પરબ્રહ્મચરણ કરૂં છું શુભ નામસ્મરણ
ભજું છું ભવદુઃખ હરણ, મંગલ દિન માનું આજ ॥
સંગીત ગીત ગાઊં ચિદ્દ્ઘન પ્રતિ નિત્ય ધ્યાઉં
પ્રણમી કૃતાર્થ થાઉં જય જય જગદાધિરાજ ॥
અતિશય મુજ દુષ્ટકૃતિ ક્યમ કરી પ્રભુ પામું ગતિ
થર થર કંપુ પ્રભુ કરૂણા કરી રાખો લાજ ॥
અવિચલ પ્રભુ ભક્તિ આપી ત્રિવિધિ જનિત કષ્ટ કાપી
મુજ શિરવર હસ્ત થાપી કરશો હિતકારી કાજ ॥

## રાગ દેશ જિલ્લા—ત્રિતાલ

એક અનંત અખંડ અગોચર, ઈશ અદ્વિતીય ઉપાસું રે;
અતિ અદ્ભુત જગની રચનાને, નિરખી નિરખી ઉલ્લાસું રે;
સત્ય શુદ્ધ સચરાચર વ્યાપક, બ્રહ્મપદે હું વિલાસું રે. ૧
વિષયવાસના તુચ્છ ગણીને, ચિદ્ઘનને અધ્યાસું રે;
રટન ભજન પ્રભુ યશ ગુણ કીર્તન, નિશદિન હું અભ્યાસું રે. ૨
મેં અપરાધ અગાધ કીધા છે, અતિશય મને વિમાસું રે;
ક્ષમા કરો કરૂણાસિંધુ પ્રભુ, એ વચને વિશ્વાસું રે. ૩
પરા ભક્તિથી પ્રભુ સેવું તો, નરક થકી નવ ત્રાસું રે;
પરાત્પરા પરલોક વિષે પ્રભુ, ચરણ સમીપે નિવાસું રે. ૪

## રાગ મલ્હાર—દાદરા

દયાસિંધુ તારે બારણે પુકારૂં છું દીન બાલ,
દિન ઉગે વળી સાંજ પડેરે, વેગે વીતી જાય,
અજ્ઞાની સમજું નહી રે, કરો પ્રભુ પ્રતિપાલ. ૧
શું કરવાને જન્મ દીધો રે, તેનો કરૂં છું વિચાર,
કરવાનું તે કીધું નથી રે, છુટી પડયો અવતાર. ૨
માત પિતા લાડી લાડી માંગું રે, નવ કરો કદી રીસ,
પતિત પાવન છો તમે રે, સહાય કરો જગદીશ. ૩
ક્ષમા કરો પાપની પ્રભુરે, કીધાં જે આજ પર્યંત,
હવે ફરી ફરી નહીં કરૂં રે, તારો મને ભગવંત. ૪
તારો તારો પ્રભુ તારો મને રે, તારો ત્રિભુવન નાથ,
ભવસાગર માંહીં હું ભમું છું, કૃપા કરી ગ્રહો હાથ. ૫

## રાગ ભૈરવી—ત્રિતાલ

અન્ય નહીં પ્રભુ ત્રાતા તુજવિણ,
વિનય થકી હું વિનતી કરૂં છું, વિશ્વતણા વિભુ ધાતા ॥ તુજ ॥

સર્વે ઋષિ મુનિ શુક સનકાદિક તુજ મહિમા ગુણ ગાતા ॥ તુજ ॥
દીનદયાળા તુજ કરૂણા વિણ, કોણ કરે સુખશાતા ॥ તુજ ॥
આશ્રય એક તમારો ધારૂં, સુખદુઃખના પ્રભુ જ્ઞાતા ॥ તુજ ॥
સાષ્ટાંગે હું વંદું વિભુને પરપદ મંગલદાતા ॥ તુજ ॥

## રાગ બિહાગ—તાલ દીપચંદી

સંકટ સર્વ હરો ભવપતિ, અપરાધો અતિશય મેં કીધા;
અનુગ્રહ પૂર્ણ કરો. ૧
અનન્ય ભાવથી રાખું તમારો, આશ્રય એક ખરો. ૨
કર જોડી હું વિનતિ કરૂં છું, પ્રભુ તે ચિત્ત ધરો. ૩
કરૂણા દૃષ્ટિથી મુજ હૃદયે પ્રેમલ ભક્તિ ભરો,
ભવપતિ સંકટ સર્વ હરો. ૪

## રાગ સારંગ—ત્રિતાલ

ગોવિંદ કૃષ્ણ વિભુ ગિરિધારી, મોરલીધર કેશવ મોરારિ
મંગલ કર માધવ મદહારી બ્રિજરાજ બિહારી બલહારી
સંતાપ પાપ હરતા સુખ કરતા ભવ ભય ભંજન અમર ભરતા
જગ સ્વામી દીન વિશ્રામી આનંદ કંદ અંતરયામી ૧
શ્રીપતિ સરવેશ્વર ગુણ સાગર, નરસિંહ નટવર નાગર
જદુપતિ જીગજીવન સુંદર ભૂધર કર જન મન સુખકારી ૨

## રાગ ભૈરવ—ચોતાલ માત્રા

સબ મિલ ગાઓ બજાઓ મૃદંગ એ આજે
હમારે લાલન ઝુકે બરસગાંઠ
સાથ સખી મિલ મંગલ ગાઓ
કનક થાર મોતીઅન ચોક પુરાઓ.

## રાગ ધનાશ્રી—તાલ દીપચંદી

નિર્ધનકો ધન રામ હમારો,
ધરણીધર ધામ ધરા ધન, એજ કુશળ શુભ કામ. ૧
સુત દારા સંપત પણ એ છે અખિલેશ્વર અભિરામ,
જરીયન કનક જવાહીર સુંદર એ નરસિંહનું નામ ૨
વિદ્યા વિનય વિચાર ચતુરતા સુખદાયક એ શ્યામ,
શુભ સર્વસ્વ એક અંતરમાં, શ્રીનિવાસ સુખધામ. ૩

## રાગ પીલુ—તાલ દીપચંદી

ઈસિ તન ધનકી કોન બડાઈ, દેખત નયનોમેં મીટ્ટી મીલાઈ
અપને ખાતર મહેલ બનાવ્યા, આપહી જા કર જંગલ સોયા ૧
હાડ જલે જેસી લકડેકી મોલી, બાલ જલે જેસી ઘાસકી પૂલી
કહત કબીરા સુન મેરે સાધુ, આપ મુએ પીછે ડુબ ગઈ દુનીઆ. ૨

## ભેરવી—તાલ ચોતાલ

પ્રથમ મણિ ઓંકાર, દેવમણિ મહાદેવ, જ્ઞાનમણિ ગોવિંદ,
વેદમણિ બ્રહ્મા; વિદ્યામણિ સરસ્વતી નદીમણિ ગંગા,
ભક્તમણિ નારદ નૃત્યમણિ રંભા ૧
ગીતકો સંગીત મણિ, સંગીતકો સુરમણિ, સુરકો અક્ષર મણિ,
તાલ મણિ મૃદંગા ૨
કહત નાયક ગોપાલ સુન શાહ અકબર,
દિનમણિ સૂરજ રેનમણિ ચંદા ૩

## રાગ સારંગ—ઝપતાલ

તેરો સુમરન કરૂં તુંહી જીવનમૂળ, તેરોહી ગુણ ગાઈએ
તુંહી જ્ઞાન તુંહી માન તુંહી ભૂષન માન તેરો કહા ઓરકો
કોનકો કહીએ ૧

તુંહી આદ તુંહી અંત તુંહી સકલ મધ્ય, તેરો નામ લેત
અંત સુખ પાઈએ ૨
કહત નાયક બીજુ, ઈતનો હું માગું વિદ્યા બાની ઓર
કંઠ લાઈએ ૩

## રાગ આસાવરી—ચોતાલ

જગમાં સ્વર્ગ હમારો દેશ,
ભારતનું શુભ નામ જ લેતાં ઉપજે પ્રેમ વિશેષ
નિર્મળ નીર વહે ગંગાનું પીતાં જાય ક્લેશ,
દાતા કર્ણ સમાન થયા ગુણ ગાય સદા સુરેશ.
હિમગિરિ ઉપર રક્ષણ કરવા નિશદિન વસે મહેશ,
દક્ષિણ દિશમાં સ્વર્ગભૂમિનું રક્ષણ કરે કમલેશ
જનદુઃખ હરવા જગન્નાથપુરીમાં પ્રકટયા શ્રીજગદેશ,
પશ્ચિમમાં મનમોહક મૂર્તિ નંદકુંવર હૃષીકેશ
કૃપા સરોવર પરબ્રહ્મ પોતે, પ્રકટયા શ્રી અવધેશ,
ઓંકાર વરણે શું મહિમા પાર ન પામે શેષ.

## રાગ મહાડ—ત્રિતાલ

કૃતિ નવ જોશો કૃતિ નવ જોશો કૃપાઘના પ્રભુરે કૃતિ નવ જોશો
અજ્ઞાની અતિ અલ્પ હું પ્રાણી, કરૂં ક્ષણ પ્રતિક્ષણ દોષો. કૃપાઘના
નિર્મળ વૃત્તિ વિભુ કરો મ્હારી, સુણી મુજ પ્રાર્થનઘોષો
સાષ્ટાંગે તુજ ચરણે વંદી માગું હું આપો પ્રભુ ચિત્ત સંતોષો. કૃપાઘના

## રાગ આસાવરી—ચોતાલ માત્રા (૧૨)

હિમ દારા દિર દિર તિલિલાના તન નિત નિત તનના તના,
તદરે દાનિ નાદર દર તુમ દર દર તુમ દર તાના તુમ દર તદરે દાનિ

નાદર દર દાનિ તુમ દર દર દાનિ દાનિ તર દાનિ તદિયનરે
તદિયનરે તદરે દાનિ.

## રાગ જોગીઆ—તાલ દીપચંદી

નાથ તારે ચરણ શરણ સર્વ જાય, શુભ મહિમા ગુણ ગાય
તું વિશ્વકર્તા તું વિશ્વભર્તા પૂર્ણ કૃપાઓ જણાય
પ્રેમ થકી તારી ભક્તિ કરે તે ન અર્થ સફળ સર્વ જાય. નાથ
અદ્‌ભુત શક્તિ દીસે પ્રભુ તારી અકળ કળા ન કળાય,
નાથ પ્રભુ તારી કરૂણા થકી સર્વ વિશ્વમાં મંગળ થાય. નાથ
આદિ નથી જેનો અંત નથી જેનું માપ કદી ન મપાય,
એક અખંડ અમૃત પ્રભુ સર્વ વેદ શાસ્ત્રમાં ગવાય. નાથ
સંકટ સમય સદા ચઢી વારે, પ્રભુ રહે સર્વ સહાય
બાલક દીન અજ્ઞાન જાણી તું હાથ હમારો સ્હાય. નાથ
મંગલ ભાવ પ્રભુ તારો દીસે દર્શન દે જગરાય,
માત પિતા હમે પ્રણમી પ્રેમથી લાગીએ પ્રભુ તને પાય. નાથ

## રાગ બિભાસ—ચોતાલ

પરબ્રહ્મ પુરૂષોત્તમ પ્રાણેશ્વર જગતગુરૂ જગજીવન જનતારન,
મુરલીધર બનમાલી દામોદર ગોવર્ધન ધરણીધર નંદનંદન.

## ગરબો

મારી સજની ચાલો રમીએ રજની રે,
મનડાં કરતાં ઉપવન કુંજમાં;
શાણી ભગની આવો ભરીએ મટકી રે,
ઝરણાં ઝરતાં પરવત શૃંગનાં.

### સાખી

બંસી બજી વ્રજચંદની નંદન વનની માંહ્ય,
સૂરલા સૂણુતાં ગોપીનાં, ઉર મન ઘેલા થાય.

જોને સખી પેલી કળી ખીલી વિકસેલી વેલી,
હર્ષે થઈ ઘેલી કેવી નીચી વળી તરૂવર સંગમાં.

### ( ભૈરવી સાખી )

માત હિંદની ભૂમિમાં કરવા લીલા લહેર,
લીધ અવતાર પ્રભુજીએ સફળ હુઓ આ દેહ.

વ્હાલી બેની, ચાંદની ચમકે, તારલા ઝલકે સરવર તટે,
કમળ વિકસે અણુમૂલ પ્રીતમાં.
સરસ જોડલાં રમતાં હંસલાં બોલતા મોરલા મેઘ રૂડો ગાજતાં

### સાખી

સમીર સુખકર વારિ ન્યાળી, અંગ ઉમંગ ન માય;
કળા અકળ કીરતારની, પામી કદી ન શકાય,
નવલા ધવલાં રમણું વીણુતા પુલડાં આ.
(રસ ઝરંતા.)

### ગરબો

અહો ધન્ય દિવસ આજનો, ધન્ય દિવસ આજનો.
મહિલા વિદ્યાલય ઉમંગ શું ભર્યું,
બાળાઓ ઝુલતી ઉલ્લાસ ભરી અંગમાં.

## સાખી

કેળવણી વારી સીંચી, પ્રફુલ્લ કરો તનમન,
સદ્ગુણ પુલડાં વીણતાં, સફળ કરો જીવન.

આવો આવોને બ્હેનો ગીત રૂડાં ગાઇએ,
જ્ઞાન કુંજ ખીલી રૂડાં ઝરણુ માંહી નાહીએ;
પ્રેમ તણી લ્હાણી સૌને લ્હાઇએ.

## ગરબો

આવો સૌ સુંદરી સદ્ગુણુ દર્શાવીએ,
શું હેતે હરખી શારદા ગુણુ ગાઇએ.
રાખે એ સ્નેહનીજ બાળપરે માનીએ,
દયાળી કૃપાળી છે જાણીએ દાણીએ.

## સાખી

મહિલાવિદ્યાલય વિષે વસી,
મહિલા માગે પ્રેમ;
અમૃત દૃષ્ટિ વર્ષાવી દેવી,
રાખો હૃદયે રહેમ.

અમો પ્રેમ રૂપી પુષ્પને શું માતને વધાવીએ,
શું પ્રીતે ને રીતે શીર ચરણુ નમાવીએ.

## ગરબો

તજાવે મોહની મૂર્છા ઉઘાડે બાર પ્રતિભાનાં
જા પ્રાણુ અમિરસમાં મઝા મીઠી સુવિદ્યામાં

જીવનની જ્યોત ઝળહળી કરો અરમાન વિદ્યામાં
દઈ રસદાન વિદ્યાનાં કરો સન્માન વિદ્યાના

રંગ રાખે સુજાણ પ્રાણ મોઘાં મોઘાં
રંગ સૂના રસ ધામ આજ મોઘાં મોઘાં
અંગ ધીમા ધીમા હણાય મોઘાં મોઘાં
વ્યાધિ અંગે વ્યાપ્યાને તેજ રંગ જોયાં
ઘોર નિદ્રામાં ધર્મ અર્થ ખોયાં ખોયાં
એક એના ઉપાય મહિલાવિદ્યાલયો સજાય
આજ મોઘાં મોઘાં

છીપાવે પ્યાસ ભવભવની કરો રસપાન વિદ્યાનાં
રૂઝાવે જખ્મ રંકોના ચહો વરદાન વિદ્યાનાં
જીવનના રિપુને જીતવા અજબ છે જોર વિદ્યામાં
ભર્યાં છે અણમુલાં અમૃત મઝા છે ઓર વિદ્યામાં.

## ગરબો

શિક્ષણ જેમ સમાજનાં સ્ત્રીજન સબલા અંગ.
સ્ત્રી શિક્ષણ વણ હિન્દના અર્ધાં અંગ ઉપંગ.
ગૃહમન્ત્રી જે ગણાય દિવ્ય તેજ ધારી થાય
આપો આપો શિક્ષણના અમ્બાર વનિતા વૃંદને
કન્યાવૃન્દ કેળવાય હિંદ નંદનવન થાય.
દેવ દમ્પતિ દેખાય સૂના મંદિરો સુહાય.
કુલનો ઉદ્ધાર કરે સંસ્કારી સુન્દરી
પ્રાણમાં આનંદ ભરે બની દીલ બંસરી
કામધેનુ પુજાય રિદ્ધિ સિદ્ધિ છલકાય.

નવજીવન દે દેશને ઉછેરી સદ્‌સંતાન
શિક્ષણુસંપન્ન નારથી સમાજના સન્માન
અન્નપૂર્ણા ભોજને રમ્ભા રસમંદિરે
ભાવી મૈયા પુજો ભાવે મનમંદિરે
સાચી સમ્પત્તિ કહેવાય અમ્રત દૈવત એ પાય.

## ગરબો

મૈયા મધુરી શારદા સુભાવદા નિરંજની બ્રહ્મચારિણી બ્રહ્મનંદિની
પ્રાણદા

સરલ સત્ય અમલ જીવન તંત્રથી રે.
સ્વતંત્રતા ને શુદ્ધતાના મંત્રથી રે.
ચેતનમાં ચમકાર કરે, અંતરમાં આનંદ ભરે, જીવનના મન
ભાર હરે અણુગણુ ઉપકાર કરે
પ્રાણુપ્રેરણા........તું પ્રાણુપ્રેરણા—મધુરી.

## સાખી

રસમય સંગીત રાગિની લયમય બીન ઝંકાર.
રૂપ દર્શાવે હૃદયના ઉર રમણુ ૐકાર.
વિમલ સ્મિત વિલસે વદનચંદ્રમાંરે....
જ્વલંત જ્યોત ઝળકે નયન દ્વંદ્વમાંરે....
ચેતનમાં ચમકાર કરે....

## સાખી

ઘેરાં માયાજળ ઘણા પળમાં ડુબે પ્રાણ,
તારી ત્હારા તેજથી કરતી તું કલ્યાણ.
ચેતનમાં ચમકાર કરે, અંતરમાં આનંદ ભરે, જીવનના મન ભાર હરે.
અણુગણુ ઉપકાર કરે—પ્રાણુપ્રેરણા—તું પ્રાણુપ્રેરણા.

## આશાવરી–એકતાલ (માત્રા ૧૨).

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| સા– | — | રે | મ | પ– | પ– | સાં | નિ | ધ | પ | પ | પ |
| દિમ | — | દા | રા | દિર | દિર | તિ | લિ | લા | ના | ત | ન |
| ૦ | | ૩ | | ૪ | | × | | ૦ | | ૨ | |
| પ | મ | પ | મ | ધ | પ | ગ | — | — | ગ | મ | — |
| નિ | ત | નિ | ત | ત | ન | ના | — | — | ત | ના | — |
| ૦ | | ૩ | | ૪ | | × | | ૦ | | ૨ | |
| — | ગ | ગ | રે | સા | સા | પ | પ– | પ– | સા– | સા– | સા– |
| | | | | | | ૦ | ૦ | ૦ | | | |
| — | ત | દ | રે | દા | ની | ના | દર | દર | તુમ | દર | દર |
| ૦ | | ૩ | | ૪ | | × | | ૦ | | ૨ | |
| રે– | નિ– | સા | રે | સા– | રે– | સા | રે | ગ | સારે | ગમ | મ |
| | ૦ | ૩ | | ૪ | | – | – | ૦ | | ૨ | |
| તુમ | દર | તા | ના | તુમ | દર | ત | દ | રે | દા– | –– | ની |

### અંતરો.

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| મ | મ– | પ– | ધ | — | સાં | સાં– | સાં– | સાં– | રેં | નિ | સાં |
| ના | દર | દર | દા | | ની | તુમ | દર | દર | દા | — | નિ |
| × | | ૦ | | ૨ | | ૦ | | ૩ | | ૪ | |
| નિ | — | સાંરેં | ગં | રેં | સાં | નિસાં | રેંગં | રેંસાં | નિધ | પ | — |
| ધ | — | નિ– | — | ત | ર | દા– | –– | –– | –– | નિ | — |
| × | | ૦ | | ૨ | | ૦ | | ૩ | | ૪ | |
| પ | ગં | રીં | ગં | સાં | — | નિ | સાં | રેં | સાં | ધ | — |
| ત | દી | ય | ન | રે | — | ત | દી | ય | ન | રે | — |
| × | | ૦ | | ૨ | | ૦ | | ૩ | | ૪ | |
| નિ | નિ | ધ | પ | ધ | મ | | | | | | |
| ત | દ | રે | દા | — | નિ | | | | | | |
| × | | ૦ | | ૨ | | | | | | | |

## રાગ હમીર તાલ તીવ્રા માત્રા ૭.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| | | | ધ | નિ | સાં | રેં |
| | | | સુ | ર | વ | ર |
| | | | ૨ | | ૩ | |
| સાં | નિ | ધ | મં | પ | ગ | મ |
| સ્ત | વ | ન | કે | રી | એ | — |
| × | | | ૨ | | ૩ | |
| ધ | — | પ | | | | |
| આ | — | જ | | | | |
| × | | | | | | |
| | | | ધ | નિ | સાં | રેં |
| | | | અ | — | પ | તિ |
| | | | ૨ | | ૩ | |
| સાં નિ | મં | પ | રી | ગ | મ | પ |
| આ— | — | પો | શુ | ભ | મ | તિ |
| × | | | ૨ | | ૩ | |
| ગ | મ | રેસા | મંપ | ધનિ | સાંરેં | નિસાં |
| અ | મ | ને— | — — | — — | — — | — — |
| × | | | ૨ | | ૩ | |
| સાં | નિ | ધ | મં | પ | ગ | મ |
| કે | ર | વા | મેં | — | ગ | લ |
| × | | | ૨ | | ૩ | |
| ધ | — | પ | ધ | નિ | સાં | રેં |
| કો | — | જ | સુ | ર | વ | ર |
| × | | | ૨ | | ૩ | |

## અંતરો

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ધ | સાં | — | સાં | — | સાં | નિ |
| તું | પ્રા | — | ણે | — | શ્વ | ર |
| × | | | ૨ | | ૩ | |
| ધ | નિ | રેં | ગં | રેં | સાં | સાં |
| તું | પ | ર | મ | — | શ્વ | ર |
| × | | | ૨ | | ૩ | |
| સાં | નિ | ધ | મં | પ | ગ | મ |
| તું | ત્રૈ | — | લો | — | કી | — |
| × | | | ૨ | | ૩ | |
| ધ | — | પ | ધ | નિ | સાં | રેં |
| રા | — | જ | સુ | ર | વ | ર. |
| × | | | ૨ | | ૩ | |

## યમન ચોતાલ માત્રા ૧૨.

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| સાં | — | સાં | નિ | — | ધ | મંધ | નિસાં | નિધ | મં | ધ | પ |
| વં | — | ન્દું | પ | — | ર | બ્ર- | -- | હ - | ચ | ર | ણુ |
| × | | ૦ | | ૨ | | ૦ | | ૩ | | ૪ | |
| ગ | — | ગ | ગ | ગ | રે | ગમં | પધ | મંપ | ગ | રે | સા |
| ક | — | રું | ણું | શુ | ભ | ના- | -- | મ- | સ્મ | ર | ન |
| × | | ૦ | | ૨ | | ૦ | | ૩ | | ૪ | |
| ધ | — | નિ | રે | ગ | ગ | નિરે | ગમ | ગરે | નિ | રે | સા |
| ૦ | | ૦ | | | | ૦ | | | ૦ | | |
| ભ | — | જું | ણું | ભ | વ | દુઃ- | -- | ખ - | હ | ર | ન |
| × | | ૦ | | ૨ | | × ૦ | | ૩ | | ૪ | |
| પ | નિ | ધ | સાં | નિ | પ | ગમં | પધ | મંપ | ગરે | નિરે | સા |
| મં | — | ગ | લ | દિ | ન | મા- | નું- | આ- | -- | -- | જ |
| × | | ૦ | | ૨ | | ૦ | | ૩ | | ૪ | |

## અંતરો

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ગ | — | મં | ધ | મં | — | સાં | — | સાં | નિ | રેં | સાં |
| સાં | — | ગી | — | ત | — | ગુ | — | ન | ગા | — | ણીં |
| × | | ૦ | | ૨ | | ૦ | | ૩ | | ૪ | |
| નિ | નિ | નિ | નિ | ધ | ધ | મંધ | નિસાં | નિધ | મં | ધ | પ |
| ચિ | દ્ | ધ | ન | પ્ર | ત | નિ– | – – | ત્ય– | ધા | — | ણીં |
| × | | ૦ | | ૨ | | ૦ | | ૩ | | ૪ | |
| નિ | — | રે | ગ | — | ગ | નિરે | ગમ | ગરે | નિ | રે | સા |
| ૦ | | | | | | ૦ | | | ૦ | | |
| પ્ર | — | ણુ | મી | — | કૃ | તા– | – – | થૈ– | થા | — | ણીં |
| × | | ૦ | | ૨ | | ૦ | | ૩ | | ૪ | |
| પ | નિ | ધ | સાં | નિ | પ | ગમં | પધ | મંપ | ગરે | નિરે | સા |
| જ | ય | જ | ય | જ | ગ | દા– | – – | ધિ– | રા– | – – | જ |
| × | | ૦ | | ૨ | | ૦ | | ૩ | | ૪ | |

## રાગ સારંગ ઝપતાલ

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| નિ | — | સાં | રેં | સાં | નિ | નિ | પ | મ | પ |
| તે | — | રો | સુ | મ | ર | ન | ક | — | રૂં |
| × | | ૨ | | | ૦ | | ૩ | | |
| રે | — | મ | પ | નિ | પ | મ | રે | નિ | સા |
| | | | | | | | | ૦ | |
| તું | — | હિ | — | જી | વ | ન | મુ | — | લ |
| × | | ૨ | | | ૦ | | ૩ | | |
| નિ | સા | રે | મ | મ | પ | પ | નિ | મ | –પ |
| તે | — | રો | — | હી | ગુ | ન | ગા | — | ઇએ |
| × | | ૨ | | | ૦ | | ૩ | | |
| મપ | નિસાં | રેંસાં | રેંસાં | નિપ | મપ | નિપ | મરે | સારે | નિસા |
| × | | ૨ | | | ૦ | | ૩ | | |

## અંતરો

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| મ | પ | નિ | — | નિ | સાં | નિ | સાં | — | સાં |
| તું | હિ | જ્ઞા | — | ન | તું | હિ | મા | — | ન |
| × | | ૨ | | | ૦ | | ૩ | | |
| નિ | સાં | રેં | મં | રેં | સાં | સાં | નિ̲ | — | પ |
| તું | — | હિ | — | ભૂ | ષ | ન | મા | — | ન |
| × | | ૨ | | | ૦ | | ૩ | | |
| રે | — | મ | — | મ | પ | — | નિ̲ | — | પ |
| તે | — | રો | — | ક | હા | — | ઓ | — | ર |
| × | | ૨ | | | ૦ | | ૩ | | |
| મ | પ | નિ | સાં | રેં | સાં | નિ̲ | પ | મ | રેસા |
| કો | — | ન | — | કો | યા | — | — | હી | ઓ— |
| × | | ૨ | | | ૦ | | ૩ | | |

## રાગ ભીમપલાસ મિશ્ર તાલ દાદરા

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| સા̇ | — | પ | મ | — | પ | ગ̲ | — | મ | રિ | ગ̲ | સા |
| વિ | — | શ્વ | ના | — | થ | તું | — | વિ | ના | — | ન |
| × | | | ૦ | | | × | | | ૦ | | |
| નિ̲̣ | સા | રે | નિ̲̣ | — | સા | મ | — | — | ગુમ | પ | મપ |
| કો | — | સ | હો | — | ય | કા | — | — | —— | - | રી— |
| × | | | ૦ | | | × | | | ૦ | | |

## અંતરો

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| પ | — | મ | ગ | — | મ | પ | નિ | નિ | સાં | — | સાં |
| નિં | — | ગુ | કૃ | — | ત્ય | થી | — | દ | યા | — | લ |
| × | | | | | | × | | | ० | | |
| નિ | — | નિ | સાં | — | રૈં | સાંની | ધુ | પ | – | – | – |
| લ્યો | — | ત | મે | — | ઊ | ગા– | — | રી | – | – | – |
| × | | | | | | × | | | ० | | |
| નિ | — | ધ | નિ | ધપ | મ | પધ | નિસાં | નિ | ધુ | — | પ |
| સ | — | ચ્ચિ | દ | ધ– | ન | સા– | –– | ક્ષી | સ | — | ર્વ |
| | | | ० | | | × | | | ० | | |
| ગુ | પ | પ | ધુ | મ | પ | ગુ– | મ | ગુમ | પધ | | નિસાં |
| સં | — | ક | ટ | ભ | ય | હા– | — | રિ– | –– | | –– |
| × | | | ० | | | × | | ० | | | |

ઉપલા અંતરા પ્રમાણે બીજી કડીઓ.

## રાગ કાફી તાલ દાદરા માત્રા ૬

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| પ | સા | સા | સા | પ | મ | પ | નિ | ધપ | મ | ધ | પ |
| મા | રે | ભ | રો | સો | — | ત્રા | તા | ત– | મા | — | રો |
| મગ | રિગ | સા | રિગ | મ | પ | ગરિ | ગ | રિ | સા | – | – |
| રે– | – – | બી | જો– | કો | ઈ | એ– | લી | ન | થી | – | – |
| ગ | ગ | ગ | રિગ | સા | — | રે | મ | મ | પ | નિ | ધ |
| તા | રો | કે | મા– | રો | — | પ્રા | ણુ | સી | તા | રા, | મા |
| પ | મ | પ | ગરે | ગ | રે | સા | – | – | – | – | – |
| રે | કો | ઈ | એ– | લી | ન | થી | – | – | – | – | – |

### અંતરો

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| નિ | નિ | નિ | નિ | નિ | નિ | ધ | સાં | નિ | ધ | — | પ |
| જુ | ઠા | છે | બં | ધ | ન | કં | ચ | ન | કા | — | યા |
| નિ | નિ | નિ | નિ | નિ | નિ | ધ | સાં | નિ | ધ | — | પ |
| સં | પ | ત્તિ | સા | હબી | થી | જુ | ઠી | છે | મા | — | યા |
| પ | પ | પ | ધ | સાં | સાં | રેં | ગ | મં | રેં | — | સાંરેં |
| મા | યા | ભ | ર્યો | પ્ર | ભુ | એ | ક | લ | ડો | — | તું– |
| ધ | નિ | પ | ધ | સાં | સાં | રે | મં | ગં | રેં | — | સાંરેં |
| મા | યા | ભ | ર્યો | પ્ર | ભુ | એ | ક | લ | ડો | — | તું– |
| સાં | સાં | સાં | સાંરેં | સાંરેં | નિ | ધ | પ | મ | પધનિ | ધપ | મપ |
| ઉ | દ્ધા | રે | છે– | વા– | રે | વા | રે | બી | જો– | કો– | ઇ– |
| ગરે | ગ | રે | સા | પ | પ | ધ | સાં | સાંરેં | સાંરેં | નિ | નિ |
| એ– | લી | ન | થી | વિ | ભુ | ઊ | દ્ધા | રે– | છે– | વા | રે |
| ધ | પ | સા | રિગ | મ | પ | ગરે | ગ | રે | સા | — | — |
| વા | રે | બી | જો– | કો | ઈ | એ– | લી | ન | થી | — | — |

ઉપર પ્રમાણે બીજી કડીઓ.

# રાગ ભૂપાલી ચોતાલ માત્રા ૧૨

આ૦ અવ:—સા રે ગ પ ધ સાં, સાં ધ પ ગ રે સા.

પકડ:—ગ પ ધ પ ગ રે સા, સાં ધ પ ગ રે સા.

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| સાં | ધ | રેં | સાં | ધ | પ | ગ | રે | ગ | રે | સા | સા |
| જ | ય | જ | ય | જ | ન | હુ | દ | ય | ર | મ | ણુ |
| × | | ૦ | | ૨ | | ૦ | | ૩ | | ૪ | |
| સા | રે | ગ | પ | ગ | પ | ધ | — | પ | ગ | રે | સા |
| નિ | — | ર્ધં | ન | ધ | ન | ધ | — | ર્મં | ધ | ર | ણુ |
| × | | ૦ | | ૨ | | | | ૩ | | ૪ | |
| સા | રે | ગ | રે | ગ | પ | ગ | પ | ધ | પ | ધ | સાં |
| જ | ગ | ત | ર | ટ | ત | ક | ર | ત | ન | મ | ન |
| × | ૦ | ૦ | | | | | | | | | |
| ગં | રેં | સાં | રે | સાં | ધ | સાં | ધ | પ | ગ | રે | સા |
| વ | ર | દ | જ | — | ‐મ | મ | ર | ણુ | હ | ર | ણુ |
| × | | ૦ | | ૨ | | ૦ | | ૩ | | × | |

અંતરો

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ગ | ગ | ગ | પ | પ | પ | ધ | ધ | ધ | સાં | સાં | સાં |
| અ | મ | લ | ઝ | ર | ણુ | અ | ધ | મ | ત | ર | ણુ |
| × | | ૦ | | ૨ | | ૦ | | ૩ | | ૪ | |
| ધ | ધ | ધ | સાં | સાં | રેં | ગં | રેં | સાં | ધ | પ | ગ |
| સ | બ | લ | સ | કુ | લ | ભ | વ | ન | શ | ર | ણુ |
| × | | ૦ | | ૨ | | ૦ | | ૩ | | × | |
| ગં | — | રેં | રેં | સાં | સાં | ધ | ધ | પ | ગ | રે | સા |
| અ | — | મૃ | ત | વ્ર | ત | ચ | ર | ણુ | ક | મ | લ |
| × | | ૦ | | ૨ | | ૦ | | ૩ | | ૪ | |
| સા | રે | ગ | પ | ગ | પ | ધ | ધ | પ | ગ | રે | સા |
| નિ | — | ર્ભં | ય | ભ | ય | અ | ભ | ય | ક | ર | ણુ |
| × | | ૦ | | ૨ | | ૦ | | ૦ | | ૪ | |

## રાગ માલકોષ તાલ ત્રિતાલ માત્રા ૧૬

આ અવ:–સા ગ મ ધ નિ સાં, સાં નિ ધ મ ગ સા

પકડ:–ધ નિ સા મ ગ મ ધ નિ ધ મ ગ સા

| | | | |
|---|---|---|---|
| ગમ સાનિ | સા નિ ધ નિ | સા – મ – | મ ગ ધ મ |
| ચર ણુકે | મ લ ચિ ત્ત | લા – ગ્યું – | પ્ર ભુ તા રે |
| ૦ | ૩ | × | ૨ |

અંતરો

| | | | |
|---|---|---|---|
| ગ – ગ ગ | મ – ધ નિ | સાં – સાં સાં | ગં નિ સાં – |
| પ્રે – મ થ | કી – પ્ર ભુ | ભ – ક્તિ માં | તા – રી – |
| ૦ | ૩ | × | ૨ |
| સાં – સાં સાં | સાં – નિ ધ | મ ધ નિ સાં | નિ ધ ગ મ |
| વૃ – ત્તિમા | રી – અ નુ | રા – ગું – | પ્ર ભુ તા રે |
| ૦ | ૩ | × | ૨ |

ઉપરના અંતરા પ્રમાણે બીજી કડીઓ

## હિંડોલ તાલ ત્રિતાલ માત્રા ૧૬

આ અવ:– સા ગ મં ધ નિ ધ સાં, સાં નિ ધ મં ગ સા

પકડ:–સા ગ સા ધ ગ મં ધ મં નિ ધ મં ગ સા

| | | | |
|---|---|---|---|
| | | | સાં નિ |
| | | | પ્ર ભુ |
| ધ મં ગ – | – મં ધ મં | સાં – – – | સાં – સાં નિ |
| ગ તિ તા – | – રિ બ લિ | હા – – – | રિ – પ્ર ભુ |
| ૦ | ૩ | × | ૨ |
| સાં – સાં સાં | નિ નિ ધ ધ | મં ધ સાં નિ | ધ મં સાં નિ |
| દા – વ ર | તુ જ પ ર | અ મ વા – | રી – પ્ર ભુ |
| ૦ | ૩ | × | ૨ |

અંતરો

| | | | |
|---|---|---|---|
| ગ ગ ગ ગ | મં મં ધ મં | સાં – સાં સાં | સાં – સાં – |
| સ ક લ જ | ગ ત નો – | પા – લ ક | તું – છે – |
| ૦ | ૩ | × | ૨ |
| નિ નિ નિ સાં | નિ નિ ધ – | મં ધ સાં નિ | ધ મં ગ – |
| જ લ સ્થ લ | જ ન નો – | મા – લી ક | તું – છે – |
| ૦ | ૩ | × | ૨ |
| સાં – ગં ગં | ગં ગં ગં ગં | મં મં ગં – | સાં – સાં નિ |
| દા – વ ર | તુ જ પ ર | અ મ વા – | રી – પ્ર ભુ |
| ૦ | ૩ | × | ૨ |

## રાગ વાઘેશ્વરી તાલ ત્રિતાલ માત્રા ૧૬

| | | | |
|---|---|---|---|
| ધ પ નિ – | ધ મ ગ રે | સા નિ ધ નિ | સા – મ – |
| અ તિ અ – | દ્‌ભુ – ત ક | ળા – પ્ર ભુ | તા – રી – |
| ૨ | | ૩ | × |

અંતરો

| | | | |
|---|---|---|---|
| ગ મ ધ નિ | સાં સાં રેં નિ સાં | મં ગં રેં સાં | ની ધ – – |
| મ હા મુ નિ | જ ન તુ – જ | પા ર ન પા | – મ્યા – – |
| ૦ | ૩ | × | ૨ |
| સાં સાં સાં – | રેં – નિ નિ | સાં નિ ધ મ | ધ પ નિ ધ |
| મ તિ ચા – | લે – ન વ | મા – રી – | અ તિ અ – |
| ૦ | ૩ | × | ૨ |

ઊપરના અંતરા પ્રમાણે બીજી કડી.

## રાગ કેદારા તાલ ત્રિતાલ માત્રા ૧૬

| | | | |
|---|---|---|---|
| સાં સાં ધ પ | મં પ ધ પ | મ – રે – | સા રે નિ સા |
| શ ર ણ ખ | રૂં – છે ત | મા – રૂં – | પ્ર ભુ મા રે |
| ૦ | ૩ | × | ૨ |
| સા સા મ મ | મ મ ગ મ | પ – ધ પ | મ રે સા – |
| ન મી ન મી | ન મી હું પ્ર | ણા – મ ક | રૂં – છું – |
| ૦ | ૩ | × | ૨ |

અંતરો

| | | | |
|---|---|---|---|
| પ પ પ પ | સાં ધ સાં સાં | સાં – સાં સાં | સાં રેં સાં – |
| અ નુ ગ્ર હ | ના – થ અ | પા – ર કી | ધા – છે – |
| ૦ | ૩ | × | ૨ |
| ધ ધ ધ ધ | સાં – સાં સાં | સાં રેં સાં – | ધ નિ પ પ |
| હૃ દ ય ય | કી – ના વિ | સા – રૂં – | પ્ર ભુ મા રે |
| ૦ | ૩ | × | ૨ |

# દરબારી કાન્હરો તાલ ત્રિતાલ માત્રા ૧૬

આ. અઃ—સા રે ગ મ પ ધ નિ પ મ પ સાં, સાં નિ પ મ ગ મ રે સા

પકડઃ—ગ રે સા ધ નિ પ મ પ નિ ગ રે સા.

| | | | |
|---|---|---|---|
| | | | ગ મ |
| | | | શ્રી – |
| રે રે – સા | નિ સા રે – | પ મ ગ – | – – ગ મ |
| સ ર – સ્વ | તી – હે – | મા – તા – | – – શ્રી – |
| ૦ | ૩ | × | ૨ |
| રે – રે – | સા – સા સા | નિ સા રે સા | ધ – નિ પ |
| હં – સ – | વા – હિ નિ | બ્ર – હ્મ ચા | રિ – ણિ – |
| | ૩ | × | ૨ |
| સા – સા – | નિ સા રે રે | પ મ ગ – | – – ગ મ |
| વિ – શ્વે – | તું – વિ – | ખ્યા – તા – | – શ્રી – |
| ૦ | ૩ | × | ૨ |

અંતરો

| | | | |
|---|---|---|---|
| મ મ મ મ | પ – નિ પ | સાં સાં – સાં | સાં સાં સાં – |
| યુ ગ યુ ગ | થી – તુ જ | વિ ણા – વા | – ગ તિ – |
| ૦ | ૩ | × | ૨ |
| સાં – સાં સાં | સાં નિ સાંરેસાં | ધ નિ પ – | – – – – |
| બ્ર – હ્મ જ્ઞા | – નં – ની – | દા – તા – | – – – – |
| ૦ | | × | ૨ |
| નિ નિ – નિ | નિ પ મ મ | રે – મ મ | પ પ પ પ |
| ઋ ષિ – મુ | નિ ચો પ ય | ગં – બ ર | પ્ર ભુ પ ણુ |
| ૦ | ૩ | × | ૨ |
| સા સા સા સા | નિ સા રે રે | પ મ ગ – | – – ગ મ |
| તુ જ ગુ ણુ | નિ શ દિ ન | ગા – તા – | – – શ્રી – |
| ૦ | ૩ | × | ૨ |

ઉપર પ્રમાણે બીજી કડીઓ છે.

## રાગ ધાની ત્રિતાલ માત્રા ૧૬

આ. અવઃ—સાગમપનિસાં, સાંનિપમગનિસા

પકડઃ—ગમપનિપમગસાગનિસા

| | | | |
|---|---|---|---|
| નિ સાં ગ મ | પ નિ પ મ | ગ સા નિ સા | ગ - સા - |
| પ્ર ભુ અ પ | રા - ધ ક્ષ | મા - ક રો | મા - રો - |
| ૨ | ૦ | ૩ | × |

અંતરો

| | | | |
|---|---|---|---|
| પ - પ પ | મ પ ગ મ | પ - નિ - | સાં ગં સાં - |
| નિં - દિ ત | ક - મોં - | જે - મેં - | ફી - ધાં - |
| ૦ | ૩ | × | ૨ |
| નિ સાં ગં સાં | નિ પ ગ મ | પ નિ પ મ | ગ સા ગ મ |
| તે - પ્ર ભુ | સ - ર્વ નિ | વા - - - | રો - અ પ |
| ૦ | ૩ | × | ૨ |

ઉપલા અંતરા પ્રમાણે બીજી કડીઓ.

## રાગ સોરઠ ત્રિતાલ માત્રા ૧૬

આ. અવઃ—સારેમપનિસાં, સાંનિધપમ ગરેસા

પકડઃ—રેમપનિધપ, મપ નિ સાં નિધપમ ગરેસા

સા સા
પ ૨

| | | | |
|---|---|---|---|
| રે - મ મ | પ - નિ નિ | સાં - સાં સાં | સાં - નિ નિ |
| બ્ર - હ્મ પ્ર | ણા - મ ક | રૂં - ત મ | ન - ત્રિ વિ |
| ૦ | ૩ | × | ૨ |
| નિ - ધ પ | રે - મ પ | ધ - મ - | ગ રે સા સા |
| ધિ - પ રિ | તા - પ સ | મા - વો - | સ દા, પ ર |
| ૦ | ૩ | × | ૨ |

## અંતરો

| | | | |
|---|---|---|---|
| મ મ મ પ | નિ – સાં સાં | સાં – સાં સાં | રેં – નિ્ ધ |
| સ (૦) દ ગુ ણુ | થી (૩) – ભ ર | પુ (×) – ર પ્ર | ભુ (૨) – સ – |
| નિ્ – ધ ધ | નિ – સાં સાં | નિસાંરેં નિ્ ધ પ | – – પ ર |
| વેં (૦) – શ્વ ર | સ (૩) – ત્ય સુ | બુ (×) – દ્ધિ પ્ર દા | – (૨) – પ ર |

ઉપલા અંતરા પ્રમાણે બીજી કડીઓ

## સારંગ ત્રિતાલ માત્રા ૧૬

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| | | | | | | | નિ્ સા |
| | | | | | | | ગો – |
| રે – | રે મ | – મ | મ મ | પ પ | પ નિ્ | પ – | પ પ |
| વિં (૦) – | દ કૃ | – (૩) ષ્ણુ | વિ ભુ | ગિ (×) રિ | ધા – | રિ (૨) – | મુ ર |
| મ – | પ પ | નિ – | નિ નિ | સાં – | સાં – | સાં – | નિ સાં |
| લી (૦) – | ધ ર | કે (૩) – | શ વ | મો (×) – | રા – | રિ (૨) – | મં – |
| રેં મં | રેં રેં | સાં – | સાં સાં | નિ્ નિ્ | પ મ | રે – | મ પ |
| ગ (૦) લ | ક ર | મા (૩) – | ધ વ | મ (×) દ | હા – | રિ (૨) – | વૃ જ |
| નિ્ – | નિ્ નિ્ | પ – | મ – | રે રે | સા નિ્ | સા – | નિ્ સા |
| ગો (૦) – | જ બિ | હા (૩) – | રી – | બ (×) લિ | હા – | રિ (૨) – | ગો – |

## અંતરો

| | | | | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | | | | | | | | | | | | મ | – |
| | | | | | | | | | | | | | | | | સં | – |
| મ | – | મ | પ | – | પ | નિ̲ | પ | નિ | – | નિ | નિ | સાં | નિ | સાં | – | | |
| તા | – | પ | પા | – | પ | હ | ર | તા | – | સુ | ખ | ક | ર | તા | – | | |
| ૦ | | | | ૩ | | | | × | | | | ૨ | | | | | |
| પ | પ | નિ | નિ | સાં | – | સાં | સાં | રેં | મં | રેં | સાં | નિ̲ | નિ̲ | પ | – | | |
| ભ | વ | ભ | ય | ભં | – | જ | ન | અ | ભ | ર | ન | ર | ત | તા | – | | |
| ૦ | | | | ૩ | | | | × | | | | ૨ | | | | | |
| રેં | રેં | રેં | – | સાં | – | નિ̲ | નિ̲ | પ | – | મ | – | રિ | – | મ | પ | | |
| જ | ગ | સ્વા | – | મી | – | દિ | ન | વિ | – | શ્રા | – | મી | – | આ | – | | |
| ૦ | | | | ૩ | | | | × | | | | ૨ | | | | | |
| નિ̲ | – | નિ̲ | નિ̲ | – | નિ̲ | પ | – | મ | રે | સા | નિ̥ | સા | – | નિ̥ | સા | | |
| નં | – | દ | કું | – | દ | અં | – | ત | ર | જા | – | મી | – | ગો | – | | |
| ૦ | | | | ૩ | | | | × | | | | ૨ | | | | | |

ઉપરના અંતરા પ્રમાણે બીજી કડીઓ છે.